ફિલૉસૉફિકલ કુસુમમાળા
કુસુમ ૩ જું.



# આધુનિક પરિસ્થિતિ

અને

# નજદીકનું ભવિષ્ય.

લેખક

હરજીવન કાલિદાસ મહેતા.

મુંબઇ.

[illegible]ુ જયંતી ૧૯૭૮. કીમત આના ૪

# આધુનિક પરિસ્થિતિ
## અને
# નજદીકનું ભવિષ્ય.

આ ત્રિજું કુસુમ એ તદ્દન નવો લેખ નથી પણ “ મનુષ્યમાંથ મહાત્મા ” નામક બીજા કુસુમનું છેલ્લું પ્રકરણ, થોડા સુધારા વધારા સાથે છે. ‘ Order of The Star In the East ’–**તારકસંઘના** ગુજરાત કાઠીયાવાડમાં સેંકડો સભ્યો છે, તેઓને, જો આ પ્રકરણ જુદા ચોપાનીયા રૂપે પ્રગટ કરવામાં આવશે તો ઉપયોગી થશે એમ ધારીને ‘ **આધુનિક પરિસ્થિતિ** અને **નજદીકનું ભવિષ્ય** ’ એ નામથી તેને પ્રગટ કર્યું છે.

અત્યારની જે પરિસ્થિતિ દુનીયાના મોટા ભાગની આંખ આગળ તરી રહી છે તે કેવી છે તે પ્રથમ તપાસીએ. જગતની ધાર્મિક સ્થિતિ તરફ નજર કરતાં જણાય છે કે માનવજાતિનો મોટો ભાગ પોતાને આસ્તિક કહેવરાવે છે પણ તે ખરેખરો આસ્તિક નથી. ખરેખરા આસ્તિક મનુષ્યો તો બહુ થોડાજ હશે. ધર્મમાં માનનાર દરેક સ્ત્રી પુરૂષ મોઢેથી કહે છે કે પ્રભુ સર્વવ્યાપક છે, છતાં તે પોતે જ્યાં જ્યાં હોય છે ત્યાં તો પ્રભુ ન હોય એમજ સમજીને યથેચ્છ વર્તન કરે છે. લોકો કહે છે કે પ્રભુ સર્વવ્યાપક છે અને સર્વજ્ઞ છે. પણ તેઓ પોતાના દીલમાં તો એવી એવી રાક્ષસી વૃત્તિઓ રાખે છે, મનમાં એવા એવા ભયંકર વિચાર કરે છે અને અંદરથી એવી એવી નીચ યુક્તિઓ રચે છે કે જે વૃત્તિઓ, વિચારો અને યુક્તિઓ ઇશ્વરના સર્વજ્ઞપણામાં માનનાર કદિ કરી શકે નહિ. કહેવાતા આસ્તિક માણસો ઇશ્વરને સર્વ

વ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિવાન કહે છે. પરંતુ વ્યવહારમાં ઇશ્વરના કરતાં ભૂતપ્રેતની, પૈસાની, વગસગની, રાજ્યના અધિકારીની અને અનીતિની સત્તાને વધારે માન આપે છે અને થોડા સ્વાર્થ માટે જુઠું બોલી દે છે. ખરો આસ્તિક મનુષ્ય તો એજ કહેવાય કે જે પોતાનું જીવન હમેશાં પ્રભુ સમક્ષ રહીનેજ ગુજારતો હોય. તેને તો ખાતરીજ છે કે પ્રભુ સર્વવ્યાપક છે માટે તેની સામે જે કાર્ય કરી શકાય તેજ કાર્ય કરવું જોઇએ, બીજું નહિ. તે જાણે છે કે પ્રભુ સર્વ સ્થળે રહીને ઉંઘતા નથી પણ જાગે છે માટે પ્રભુની સામે જે વૃત્તિ, વિચાર અને યુક્તિઓ ન કરી શકાય તે કદિ કરવી નહિ. તે માને છે કે પ્રભુ સર્વ સ્થળે રહ્યા છે અને સૌકંઇ જાણે છે એટલુંજ નહિ પણ તેઓ સર્વ શકિતવાન્ છે તેથી તે કોઇથી ડરતો નથી, તે કોઇના ભયથી કે કોઇને રાજી રાખવાને ખાતર કદિ ખોટું કામ કરતો નથી. સર્વ જાતના ભયમાંથી બચાવવા માટે પ્રભુ શકિતવાન્ છે માટે કોઇનાથી ડરવાનું નથી અને પ્રભુ પોતે તો પ્રેમરૂપ છે–**रसो वै सः ।** એટલે તેમનો ડર હોયજ નહિ. ખરો આસ્તિક કેવો હોય તે ભગવાન્ શ્રીકૃષ્ણે ભગવદ્ગીતાના ૧૨ મા અધ્યાયમાં બહુ સારી રીતે બતાવી દીધું છેઃ–

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥**
**सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥**
**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥**
**अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।**
**सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥**

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥
तुल्यनिंदास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमति र्भक्तिमान्मे प्रियो नरः ॥

૧૨–૧૯

"જે, કોઇ પણ પ્રાણી પ્રત્યે દ્વેષબુદ્ધિ રાખતો નથી, જે સૌ પ્રત્યે મૈત્રી અને કરૂણા રાખે છે, જેણે અહંમમત્વનો ત્યાગ કર્યો છે, જે સુખમાં તેમજ દુઃખમાં સમાનવૃત્તિ રાખી શકે છે, જે બીજાના અપરાધોની માફી આપવા સમર્થ છે, જે હમેશાં સંતોષથી રહે છે, જે પ્રભુ સાથે એક તાર રહે છે, જેણે પોતાનાં મન, વચન અને કાયાના ઉપર નિગ્રહ મેળવ્યો છે; જે દૃઢ સંકલ્પવાળો છે, જેણે પોતાનાં મન અને બુદ્ધિને પ્રભુને અર્પણ કરેલાં છે તેવો ભક્ત મને ( શ્રીકૃષ્ણને ) પ્રિય છે. જેનાથી લોકો ડરતા નથી અને જે લોકોથી ડરતો નથી, જે હર્ષથી, ક્રોધથી, ભયથી અને ઉદ્વેગથી મુક્ત છે તે મને પ્રિય છે. જે સ્વાર્થદૃષ્ટિથી કોઇપણ વસ્તુની અપેક્ષા રાખતો નથી. જે પવિત્ર રહે છે, પોતાને જે કાર્ય કરવાનું હોય છે તે કુશળતાથી બજાવે છે, જે ઉદાસીન છે, જે કોઇ પણ જાતિની ચિન્તા કરતો નથી, એવો મારો ભક્ત મને પ્રિય છે. જે કોઇનો રાગ કરતો નથી, તેમ કોઇનો દ્વેષ કરતો નથી, કોઇનો શોક કરતો નથી તેમ કોઇના તરફથી કંઇ આકાંક્ષા રાખતો નથી. સ્વાર્થ દૃષ્ટિએ કહેવાતા શુભ અને અશુભનો જે પરિત્યાગ કરે છે એવો ભક્તિમાન પુરૂષ મને પ્રિય છે. જે મિત્ર તથા શત્રુ પ્રત્યે તથા માન અને અપમાનના પ્રસંગોમાં તથા ટાઢતડકામાં તેમજ સુખદુઃખમાં સમભાવ રાખે છે, જે કોઇમાં આસક્તિ રાખતો નથી, જેને મન નિંદા અને સ્તુતિ એકસરખાંજ છે,

જે વગર પ્રયોજને બોલ્યા કરતો નથી તેમ નકામા વિચાર કરતો નથી, જે પ્રાપ્ત થયેલી સ્થિતિમાં સંતોષ માને છે, જેણે પોતાના ઘરમાં મમત્વ રાખેલું નથી, જે હમેશાં સમાધાન વૃત્તિમાં રહે છે એવો મારો ભક્ત મને પ્રિય છે."

આવી આસ્તિકતા અને ભક્તિવાળાં સ્રીપુરૂષો આજે બહુજ થોડાં છે, જેમને પોતાની આસ્તિકતાનો ગર્વ હોય તે ભલે ઉપલા શ્લોકોની સાથે પોતાનું નિત્યજીવન સરખાવી લે!

આતો આપણે જગતનું આસ્તિક્ય જોયું. પણ તે આસ્તિક્યના શિખવનારની સ્થિતિ પણ તેટલીજ નિરાશાજનક છે. ધર્મગુરૂ એટલે ધર્મનું જ્ઞાન આપનાર, ધર્મમાં ચઢી જતા અધર્મ અને અનીતિ રૂપ કચરાનો નાશ કરનાર વ્યકિત. દરેક ધર્મમાં આવા ગુરૂઓનો દુષ્કાળ છે. ઘણે સ્થળે સામાન્ય મનુષ્યો કરતાં ધર્મગુરૂઓનું અજ્ઞાન અનેક ગણું છે. ઘણે સ્થળે ધર્મને નામે દુકાનો ચાલી રહી છે. ઘણા ધર્મગુરૂઓ મોજ શોખમાં પડી રહ્યા છે. ઘણા ધર્મગુરૂઓ એમજ સમજે છે કે પોતે માને છે તેજ ધર્મમાં જન્મવાથી મુકિત મળવાની છે, બીજા ધર્મને માનનારાં લોકો બીચારાં નરકે જવાનાં છે. ધર્મ અને પ્રભુને નામે, દેવ અને દેવીને નામે આજે ઘણે સ્થળે પશુવધ થઇ રહ્યો છે. ધર્મને નામે ઘણે સ્થળે કલહ અને મારામારી થઇ રહ્યાં છે. અને તેને ઉત્તેજન આપનાર પણ કોઇને કોઇ ધર્મ ગુરૂઓજ છે. પ્રભુ એક છે તેને ધર્મ ગુરૂઓએ અનેક બનાવી દીધા છે. પ્રભુના સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશકિતવાનપણાની માન્યતાનો નાશ કરનાર પણ અત્યારના કેટલાક કહેવાતા ધર્મ ગુરૂઓ છે. વહેમ અને અજ્ઞાનને પણ કેટલાક ધર્મ ગુરૂઓનો ટેકો છે. ભગવાન્ મનુએ કહ્યું છે કેઃ—

**आचिनोति च शास्त्रार्थानन्यानाचरयत्यपि ।**
**स्वयमाचरते चैव तस्मादाचार्य उच्यते ॥**

જે શાસ્ત્રોનો અભ્યાસ કરી તેમાંથી ધર્મની ઉપયોગી બાબતો એકઠી કરે છે, જે બીજાને ધર્મનો બોધ કરે છે અને તે પ્રમાણે વર્તવાનું કહે છે, અને પોતે ધર્માચાર પાળે-છે તે આચાર્ય કહેવાય છે. પણ આજે આવા આચાર્યો કેટલા થોડા છે !

દેવમંદિરો, યાત્રાનાં સ્થાનો અને જુદા જુદા ધર્મનાં સ્થાનોમાંથી ધર્મ ભાવના આજે લગભગ બધી ઉડી ગઇ છે અને ત્યાં ત્યાંના પૂજારીઓ અને રક્ષકો ધર્મને નામે માત્ર પૈસાજ એકઠા કરી રહ્યા છે. પ્રભુ પણ જાણે કોઇ વસ્તુ અગર પૈસાથી ખુશી થતા હોય એમ સમજીને ઘણા લોકો તેમની માનતાઓ કરી રહ્યા છે. પ્રભુ સૌથી પ્રિય હોવા જોઇએ એવી વાતો કરનારા લોકો આજે ઝીણાં અને ખોખાં સોપારી મહાદેવને મંદિરે મૂકે છે અને સેવરધની સોપારી પોતે ખાય છે- ખોટો પૈસો મંદીરે જાય છે અને સાચા પૈસાનું શાકભાજી થાય છે. આવો અનેક પ્રકારનો કચરો આજના ધર્મોમાં વધી ગયો છે.

જગતની સમાજભાવના તરફ દૃષ્ટિપાત કરી શું તો ત્યાં પણ સડોજ માલૂમ પડે છે. પ્રભુએ માનવજાતિ ઉત્પન્ન કરી ત્યારે મનુષ્યોએ પ્રજાઓ, કોમો, જ્ઞાતિઓ ઉત્પન્ન કરી અને અંદર અંદર કલહનાં બીજો રોપ્યાં. પ્રભુએ સમાજની વ્યવસ્થા **गुणकर्मविभागशः** મનુષ્યના ગુણો અને કાર્ય કરવાની શકિત જોઇ કરી; ત્યારે મનુષ્યોએ માત્ર જન્મનેજ મુખ્ય સ્થાન આપી રૂપ રંગ, અને વર્ણનો ઉચ્ચનિચ ભેદ ઉત્પન્ન કરી સમાજમાં અવ્યવસ્થા કરી. જગતના પ્રાચીન અનુભવી મહાપુરુષોએ ઉત્તમ પ્રકારની માનવજાતિ બનાવવા માટે સ્ત્રીપુરુષનાં લગ્નની વ્યવસ્થા કરી; ત્યારે મનુષ્યોએ તેમાં બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કજોડાં, કન્યાવિક્રય, વર વિક્રય દાખલ કરી પ્રજાને નિર્બળ અને ઘરના સુખ વગરની બનાવી. આજે કોઇ પુરૂષ પોતાની એક સ્ત્રી હોવા છતાં અન્ય સ્ત્રીનો વિચાર કરે છે, તો કોઇ સ્ત્રી પોતાનો પતિ હોવા છતાં અન્ય પુરૂષનો વિચાર કરે છે અને

ગૃહસ્થાશ્રમી કહેવાતાં છતાં અન્યો અન્ય પ્રેમ નહિ હોવાથી માનસિક રીતે વ્યભિચારાશ્રમજ ગાળે છે. કહેવાતા પ્રેમલગ્નોની પાછળ છૂટા છેડા ઉભેલા છે. આનું કારણ માત્ર આજની લગ્નની રૂઢીજ છે. જાહેર રીતે પુનર્લગ્ન કરનાર સ્ત્રીપુરૂષો પાપી કહેવાય છે, જ્યારે ખાનગી રીતે ખરાબ જીવન ગુજારનારાં સ્ત્રીપુરૂષો ધાર્મિકમાં ખપી જાય છે. બીજી કોમના માણુસ સાથે જાહેર રીતે અન્નફળશાકનો આહાર કરનાર માણુસને જ્ઞાતિ પ્રાયશ્ચિત કરાવે છે અથવા જ્ઞાતિ બહાર મુકે છે, જ્યારે ખાનગી રીતે નહિ પીવાનું પીનાર અને નહિ ખાવાનું ખાનાર તરફ તે આંખ આડા કાન કરે છે. દોલતવાન પુરૂષો મજૂરવર્ગને કાયમના મજૂરોજ રાખવા માંગે છે ત્યારે મજૂરવર્ગ દુનીયામાંથી દોલતવાન પુરૂષોનો અન્ત લાવવા માગે છે. સમાજરૂપી વિરાટપુરૂષનાં માથુ, હાથ, ઉદર અને પગના આજે ટુકડે ટુકડા થયા છે અને તેથી આખી માનવજાતિ છિન્ન ભિન્ન થઇ ગઇ છે. આખા સમાજને એક અંગભુત બનાવનાર ત્રણ સદ્ગુણો જેવા કે વડીલ વર્ગ પ્રત્યે માન, સમાનવર્ગ પ્રત્યે મૈત્રી અને નાનાવર્ગ પ્રત્યે દયા આજે કોઇક ભાગ્યશાલી સ્ત્રીપુરૂષમાંજ દર્શન દે છે. જ્યારે સામાન્ય રીતે તો એક માણુસ બીજા માણુસને થાપ આપવા, એક કોમ બીજી કોમને દાબી દેવા, એક પ્રજા બીજી પ્રજાને ખાઇ જવાનોજ પ્રયત્ન કરી રહી છે. વેપારમાં પણુ નીતિનું પ્રમાણુ બહુજ ઓછું થયેલું છે.

જગતની રાજકીય પરિસ્થિતિ પણુ ધર્મ અને સમાજના જેટલીજ ભયંકર છે. અત્યારે જગતમાં એવો એકે દેશ કે એવી એકે પ્રજા નથી કે જ્યાં સર્વ પ્રકારની રાજકીય શાન્તિ હોય અને ચાલુ રાજયવ્યવસ્થા તરફ સંતોષની લાગણી હોય. વંશપરંપરાની રાજ્યગાદી ભોગવનારા રાજાઓ એમજ સમજે છે કે રાજ્ય કરવું તે તેઓનો હક છે; પછી તે ગમે તે પ્રકારે રાજ્યકારભાર ચલાવે તેની પરવા કરવાની નહિ. લોકોનાં સુખો વધારવા અને દુઃખો દુર કરવા માટે રાજ્યની અને અધિકારીઓની વ્યવસ્થા છે. તેને બદલે આજે તો રાજ્યતંત્રો એવી રીતે

ચલાવવામાં આવે છે કે જેથી લોકોનાં દુ:ખો વધતાં જાય છે અને સુખો ઓછાં થતાં જાય છે. સત્તાધિકારીઓ, લોકોને પોતાનું તંત્ર ચલાવી શકે તેવાં બનાવવાને બદલે તેઓ હમેશાં તાબામાં રહે તેવા બનાવવામાં આનંદ માની રહ્યા છે. આપખુદ સત્તાના જુલમે આજે ગુંડશાહીને જન્મ આપ્યો છે. આથી સારા લોકોને બંને તરફથી સહન કરવું પડે છે. એક બાજુ રાજ્યસત્તા પોતાની સત્તાનો કોરડો ચલાવે છે તો બીજી બાજુ સ્વાર્થી અને બીન અનુભવી નેતાઓથી ઉશ્કેરાયેલો અજ્ઞાની લોકનો સમૂહ પોતાનો દોર ચલાવી રહ્યો છે. આથી કોઇ કોઇ સ્થળે બળવો તો કોઇ સ્થળે રમખાણો થઇ રહ્યાં છે. કેટલાક લોકો કાયદાપુર:સરની ચળવળથી રાજ્યતંત્રમાં સુધારો કરવાની વાતો કરે છે તો કેટલાક લોકો સામે થઇને By Direct Action રાજ્યક્રાંતિ કરવા માગે છે. એક પ્રજાને બીજી પ્રજાનો એટલો ડર લાગે છે કે તે પોતાનું લશ્કરી બળ વધારે જાય છે અને લશ્કરી ખર્ચનો બોજો કર ભરનારા લોકોના ઉપર ચઢાવતી જાય છે. બધી પ્રજાઓ ઉપર પોતાનુંજ સામ્રાજ્ય સ્થાપવા અને દુનિયાનો વેપાર પોતાનાજ હાથમાં લેવા માટે દરેક મહાન્ પ્રજા ભગીરથપ્રયત્ન કરી રહી છે.

શિક્ષણખાતુ કે જેના ઉપર જગતનાં બીજાં સઘળાં ખાતાઓનો આધાર છે તે પણ આજે સુધારણા અને સલાહ શાન્તિના આદર્શો પૂરાં પાડતું નથી. વિજ્ઞાનશાસ્ત્રની શોધખોળો ઉત્પાદક દિશાના કરતાં વિઘાતક દિશામાં વધારે થયેલી છે. હાલનાં યુધ્ધો શૂરવીરતાનાં યુધ્ધો નથી પણ વિજ્ઞાનિક શોધખોળોનાં યુધ્ધો છે. કાંતો વિજ્ઞાનશાસ્ત્રને માત્ર માનવ જાતિની સેવામાંજ વાપરવું જોઇએ અથવા તો તેની ભયંકર શોધ ખોળો થતી અટકાવવી જોઇએ. પણ અત્યારે આ બંને વાતો અસંભવિત જણાય છે.

મા બાપો અને શિક્ષકોનો બહુ મોટો ભાગ બાળકો પ્રત્યે બહુ જુદી દૃષ્ટિએ જુએ છે. તેઓ માની લેછે કે તે જીવો પહેલ વહેલાજ તેમને ત્યાં સ્થૂલ શરીરમાં આવેલા છે, તેઓની પાસે તેમનો ભૂતકાળનો

અનુભવ કાંઇ નથી, એટલે તેઓને પોતાનાં જ્ઞાન અને અનુભવ તેઓનાં ભેજામાં રેડવાનાં છે. શિક્ષણ એટલે મનુષ્યનાં સાતે તત્ત્વોની ખીલવણી, શિક્ષણ એટલે આત્માની શકિત અને સદ્‌ગુણોની ખીલવણી અને દુર્ગુણોની નિવૃત્તિ. આને બદલે આજે તો માત્ર અમુક નકકી કરેલા ધોરણ પ્રમાણે વિદ્યાર્થીને શિક્ષણ અપાય છે, અને ધોરણો મનુષ્યના સાત તત્વોની દૃષ્ટિથી નકકી થયેલાં નથી. વિદ્યાર્થીને કયા શિક્ષણની જરૂર છે તે અત્યારે જોવાતું નથી; પણ અત્યારની શિક્ષણ પદ્ધતિને કેવા વિદ્યાર્થીની જરૂર છે એટલુંજ જોવાય છે. ટુકામાં કહીએ તો શિક્ષણ વિદ્યાર્થીઓને માટે નથી, પણ વિદ્યાર્થીઓ શિક્ષણને માટે છે. કોઇ પ્રજા પોતાનાં બાળકોને પોતાનો કે બીજી પ્રજાનો ખરેખરો ઇતિહાસ શિખવતી નથી. દરેક પ્રજા પોતાનાં બાળકોને ખોટો ઇતિહાસ શિખવી નાનપણથી બીજી પ્રજાને ધિકકારવા અને પોતાને માટે ખોટી મગરૂરી લેતાં શિખવે છે. હમણાં થોડાં વર્ષોથી દેશભકિતની ભાવના કેટલાક દેશોના શિક્ષણક્રમમાં દાખલ થઇ છે. પણ તે ક્રમમાં દેશબંધુઓ માટે કેવી જાતનો પ્રેમ રાખવો જોઇએ તે બતાવવામાં આવ્યું નથી. **वंदे मातरम्** । કહેવું સહેલું છે પણ માતૃભૂમિનાં સઘળાં બાળકોને પ્રેમપૂર્વક વંદન કરવું બહુ કઠીન છે. શિક્ષકોના મોટા ભાગમાં શિક્ષકત્વ જોવામાં આવતું નથી પણ માત્ર બહારની ડીગ્રીજ જોવામાં આવે છે. શિક્ષકોનો મોટો ભાગ બાળકો પ્રત્યેના પ્રેમને ખાતર અગર માતૃભૂમિની સેવાને ખાતર શિક્ષકનો ધંધો સ્વીકારતો નથી, પણ પગારને ખાતરજ સ્વીકારે છે; અને બીજી કોઈ જગાએ સારી તક મળી જતાં તે ધંધાનું રાજીનામું આપે છે. આ ખાતું પ્રજાનાં બીજાં સઘળાં ખાતાઓનું પોષક અને પ્રજાનું ભવિષ્ય ઘડનાર ખાતું હોવા છતાં તેનો પગાર એટલો ઓછો છે કે તેમાં બાહોશ માણસો દાખલ થતા નથી, એટલે મોટે ભાગે તેમાં વેઠીયાવેઠ ચાલી રહેલી છે. છેલ્લાં થોડાં વર્ષથી આ ખાતામાં અને શિક્ષણપદ્ધતિમાં સુધારણા કરવાની ચળવળ થઇ રહી છે ખરી પણ તેનું હજી જોઇએ

તેવું પરિણામ આવ્યું નથી. ધર્મઅને નીતિના શિક્ષણની જરૂરીયાત થોડાં વર્ષોથી સ્વીકારાઇ છે પણ જ્યાં સુધી ધર્મ અને નીતિ જાણનારા અને તે પ્રમાણે ચાલનારા પ્રોફેસરો અને શિક્ષકો રાખવામાં ન આવે ત્યાં સુધી તેના સ્વીકારથી બહુ લાભ થવાનો નથી. વિદ્યાર્થીઓને શારીરિક શિક્ષા નહિ કરવાના સકર્યુલરો કોઇ કોઇ દેશમાં કાઢવામાં આવ્યાં છે પરંતુ હુકમ સકર્યુલરમાંજ રહ્યો છે તેનો અમલ હજી બહુ જગ્યાએ થયો નથી. શારીરિક શિક્ષાથી ભય, અસત્ય, ધિક્કાર અને ઘાતકીપણું એવા ચાર દોષો બાળકોમાં પગપેસારો કરે છે. પરંતુ આજે તો માતપિતા અને શિક્ષકોનો મોટો ભાગ આ ચાર દોષોનાં બીજ વાવી રહ્યાં છે અને પોષી રહ્યાં છે. દેશના ભવિષ્યની મોટી જવાબદારી દરેક માતા, પિતા અને શિક્ષકના પર છે. છતાં આ જવાબદારીનો વિચાર સરખો પણ કર્યાસિવાય આજે કરોડો સ્ત્રીપુરૂષો માતાપિતા થાય છે અને લાખો સ્ત્રીપુરૂષો શિક્ષિકા અને શિક્ષક થાય છે. આવી જાતનો ઘણો કચરો જગતના શિક્ષણ ખાતામાં પણ છે.

ધર્મ એટલે પ્રજાનો આત્મા, સમાજભાવ એટલે પ્રજાનું હૃદય, શિક્ષણ એટલે પ્રજાનું મન અને રાજયતંત્ર, એટલે પ્રજાનું શરીર. પરંતુ આજે તો પ્રજાના સઘળા અંગોને ક્ષયરોગ લાગુ પડયો છે. સઘળી પ્રજાઓનાં આ ચારે અંગો આગળ જણાવ્યા પ્રમાણે ભયંકર રોગથી પીડાય છે.

જગતની આવી પરિસ્થિતિ જોતાં કોઇને પ્રશ્ન થશે કે માનવ જાતિની ઉન્નતિ થઇ છે કે અવનતિ? જો અવનતિ હોય તો કયાં છે વિકાસક્રમનો નિયમ? જો જગતનું રાજયતંત્ર સિદ્ધસંઘના હાથમાં છે તો પછી આ સંઘના કોઇ મહાપુરૂષ જગતમાં પ્રગટ થઇને આવી પરિસ્થિતિનો અંત કેમ નથી લાવતા?

જો આપણે આ પ્રશ્નોને સર્વ બાજુથી તપાસીશું તો જણાશે કે

એકંદરે તો જગતનો વિકાસજ થતો જાય છે અધોગતિ થતી નથી. કુદરતમાં માત્ર ચેતનનોજ વિકાસ થાય છે એમ નથી, ચેતન અને પ્રકૃતિ બંનેનો વિકાસ સાથે સાથે થઇ રહ્યો છે. પ્રકૃતિની તમોગણુ અવસ્થામાં ચેતન નિદ્રાવસ્થામાં હોય છે. પ્રકૃતિનો તમોગુણુ ઓછો કરવા માટે અને ચેતનને જાગ્રત કરવા માટે રજોગુણુની પ્રવૃત્તિની જરૂર છે. આ પ્રવૃત્તિ પ્રથમતો કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષા, અસૂયા, મદ, મત્સરાદિક દોષોથીજ થાય છે. તમોગુણુની નિદ્રાવસ્થા કરતાં રજોગુણુની આવેશ અને ધમાલવાળી સ્વાર્થી પ્રવૃત્તિ એ વિકાસ છે, અધોગતિ નથી. રજોગુણુ વધી જતાં તેને તોડવામાટે સત્વગુણુની જરૂર છે. રજોગુણુની દૃષ્ટિ એ તમો-ગુણુ જેટલો મલીન છે તેટલોજ, સત્વ ગુણુની દૃષ્ટિએ રજોગુણુ મલીન છે. છતાં તમોગુણુ કરતાં તો રજોગુણુ અનેક ગણો ઉત્તમ છે. જગતનો સઘળો તમોગુણુ એકી વખતે તુટતો નથી પણુ થોડો થોડો તુટતો જાય છે. આજ સ્થિતિ રજોગુણુ અને અશુદ્ધ સત્ત્વગુણુની છે. રજોગુણુને તોડવા માટે સત્ત્વગુણુની આવશ્યકતા છે પણુ શરૂઆતમાં તો તે પણુ સ્વાર્થ પ્રધાનજ હોય છે. સારા થવું અને સારૂં કરવું તે પણુ શરૂઆતમાં તો આ લોક અને પરલોકના સુખની ભાવનાથીજ હોય છે. પછી આ અશુદ્ધ સત્વગુણુને પણુ તોડવો પડે છે. તેને માટે નિષ્કામ કર્મ, નિષ્કામ ભક્તિ અને પરમાત્માના જ્ઞાનવાળા શુદ્ધ સત્ત્વની જરૂર પડે છે. પ્રકૃતિના આ ગુણોની વિશુદ્ધિ કુદરતમાં રફતે રફતે થઇ રહી છે. માટેજ કાલમાં જુદી જુદી પ્રવૃત્તિવાળા યુગો (Cycles) ની યોજના થયેલી છે. આ નિયમને ધ્યાનમાં રાખીને વિચાર કરીશું તો જણાશે કે અત્યારે જગતમાં જે અંધાધુંધી સૌ કોઇને જાગ્રત કરી રહી છે. તે સૌ કોઇનો તમોગુણુ તોડી રહી છે. આને પરિણામે સઘળે સ્થળે મુશ્કેલી અને દુઃખજ જોવામાં આવે છે, અને જ્યાં જ્યાં દુઃખ પડે છે ત્યાં ત્યાં સત્ત્વગુણુની ભાવના ઓછાવત્તા પ્રમાણુમાં જાગ્રત થવા માંડી છે.

રજોગુણની પ્રવૃત્તિ વિના દુઃખ ઉત્પન્ન થતું નથી અને દુઃખ વિના સત્ત્વગુણની જાગ્રતિ થતી નથી. દુનીયામાં સ્વાર્થવૃત્તિ તો હતીજ. પરંતુ છેલ્લાં થોડાં વર્ષોમાં તે વૃત્તિને ઉભરાવીને બહાર લાવે તેવા પ્રસંગો બની રહ્યા છે. લડાઇ, બળવો, અને રાજકીય ચળવળથી રાજકીય પ્રદેશમાં અશાન્તિ, અસંતોષ અને મુશ્કેલીઓ પ્રસરી રહી છે. સામાજિક પ્રદેશમાં પણ, સામાજિક રૂઢીઓ સામેના યુધ્ધે, મુડી અને મજુરીના યુધ્ધે, ઉંચ નીચ ભાવનાવાળી કોમોના અંદર અંદર અને અરસપરસના યુધ્ધે અને સામાજિક દુષ્ટ રિવાજોથી ઉત્પન્ન થયેલી મુશ્કેલીઓએ અશાન્તિ અને અસંતોષ ઉત્પન્ન કર્યાં છે. ધાર્મિક તથા શિક્ષણના પ્રદેશમાં પણ આવુંજ બની રહ્યું છે. દરેક પ્રદેશમાં અંદર સંતાઇ રહેલો રજોગુણ આજે ઉભરાઇ નીકળ્યો છે અને દરેક સ્થળે કેવી કેવી સુધારણાની જરૂર છે તેનું પણ તેજ રજોગુણ ભાન કરાવી રહ્યો છે. આ દૃષ્ટિએ જોતાં જગત્ વિકાસનેજ માર્ગે પ્રગતિ કરી રહ્યું છે અધોગતિને માર્ગે ગયું નથી એમ દરેક વિચારક સ્ત્રીપુરૂષને જણાયા વિના રહેશે નહિ.

જગત્ આવી સ્થિતિમાંથી કંઇ પહેલીજ વખત પસાર થતુ નથી. આવા યુગો અને ઉપયોગો (Cycles and Sub-cycles) અનેક ચાલી ગયા છે અને છતાંએ જીવાત્માનો વિકાસ કોઇપણ કાળમાં તદ્દન અટકી પડયો નથી. વધી ગયેલા રજોગુણને કાબુમાં લાવવા માટે સત્ત્વગુણ ઉત્પન્ન કરે તેવો દૈવીસંદેશ આપનાર કોઇને કોઇ દૈવીપુરૂષ જગતમાં પ્રગટ થયેલા છે અને તેણે નવાયુગની સ્થાપના કરેલી છે. વર્ષો જતાં પાછો તમોગુણ વધેલો છે પાછી રજોગુણી પ્રવૃત્તિ થયેલી છે. પાછા કોઇ મહાપુરૂષ પ્રગટ થયેલા છે. આજ નિયમને લઇ ભગવદ્ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલું છે કેઃ—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

જ્યારે જ્યારે, હે ભારત ! ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ વધે છે ત્યારે ત્યારે હું અવતાર લઉં છું. ( કોઇને કોઇ મહાપુરૂષદ્વારા હું મારૂં કાર્ય કરૂં છું. ) "

" સાધુ સ્ત્રી પુરૂષોનું રક્ષણ કરવા માટે ( નાશ પામતી સંસ્કૃતિમાં જે કંઇ સાર ભૂત હોય તે બચાવી લેવા માટે ) પાપીઓનો નાશ કરવા માટે ( પાપ રૂપ પ્રવૃત્તિને તોડવા માટે ) અને ધર્મ ભાવનાની ફરીથી સ્થાપના કરવા માટે હું યુગેયુગે પ્રગટ થાઉં છું. "

ગીતાના આજ શ્લોકો પર વિચાર કરતાં જણાશે કે વિકાસક્રમના નિયમને અનુસરીને જુદા જુદા યુગો અને ઉપયોગો આવે છે અને જ્યારે જ્યારે દુનિયામાં બારીક પ્રસંગો આવે છે ત્યારે ત્યારે જગતના ખરા મહારાજાધિરાજ અવતાર લે છે એટલે કે કોઇને કોઇ શકિતવાન મહાપુરૂષને જગતમાં મોકલે છે અને તે દ્વારા પોતાની શકિત પ્રગટ કરે છે. આવીજ સ્થિતિમાં દુનીયામાં જુદા જુદા મહાપુરૂષો જુદે જુદે વખતે અને જુદે જુદે સ્થળે પ્રગટ થયા છે.

કોઇને પ્રશ્ન થશે કે પરમાત્મા તો સર્વવ્યાપક છે, તો તેનો અવતાર કેમ સંભવે ? અવતાર એક દેશીય આત્માનો થાય સર્વ દેશીયનો કેમ થાય ? એક દૃષ્ટિએ આ પ્રશ્ન કઠીન લાગે છે પરંતુ જરા શાન્તિથી વિચાર કરતાં તેનો ઉત્તર સહેલાઇથી મળી જાય છે. આત્મા પોતાના પિંડમાં સર્વવ્યાપક છે, પરંતુ જ્યારે કોઇ વસ્તુ જોવાની હોય છે ત્યારે તે પોતાની આંખ દ્વારા વધારે પ્રગટ થાય છે અને જોવાનું કામ કરે છે. જ્યારે તેને કઇ સાંભળવું હોય છે ત્યારે તે કાન દ્વારા વધારે પ્રગટ થાય છે અને સાંભળવાનું કામ કરે છે. જ્યારે તેને બંને બાજુ ઉંડી ખીણવાળી ટેકરીના ઘણા સાંકડા માર્ગ પર ચાલવું હોય છે ત્યારે તે પગ દ્વારાએ વધારે પ્રગટ થાય છે. જ્યારે તેને બોજો ઉંચકવો હોય છે

ત્યારે તે હાથદ્વારા પોતાની શકિત પ્રગટ કરે છે. આ પ્રમાણે જેમ આત્મા પોતાના પિંડમાં સર્વવ્યાપક હોવા છતાં જુદે જુદે પ્રસંગે જુદા જુદા અંગદ્વારા અવતાર લઇને કાર્ય કરે છે, તેમ સર્વ સ્થળે વ્યાપી રહેલો પરમાત્મા પોતાના સિદ્ધસંઘના અમુક પ્રકારનું કાર્ય કરવાની શકિતવાળા મહાપુરૂષ દ્વારા પ્રગટ થાય છે અને નવો યુગ શરૂ કરી જાય છે.

ઇશ્વરી યોજના એવી છે કે તેથી દરેક જીવ આગળને આગળજ પ્રગતિ કરતો જાય છે. કદાચ કોઇ જાનના પાપકર્મને લીધે કોઇ વખતે કોઇ નીચ કોટિમાં તે થોડો વખત કેદખાને જાય ખરો. પણ અન્તે તો ‘ શલ્યા ’ માંથી ‘ અહલ્યા ’ જ થઇ હતી. તેમાંથી વૃક્ષ થઇ, પછી પશુ થઇ અને પછી મનુષ્ય થઇ તેમ ન થયું. કૃષ્ણાવતારમાં બાલકૃષ્ણના સ્પર્શથી પડી ગયેલાં બે વૃક્ષોમાંથી દેવદૂતોજ થયા બીજું કંઇ ન થયું. પ્રભુ દરેક જીવને જુદી જુદી સ્થિતિમાંથી પસાર કરાવી વિશેષવ્યાપક, વિશેષ શકિતવાન અને વિશેષજ્ઞ બનાવી રહ્યા છે અને સિદ્ધસંઘ આખો આ કાર્યમાં મદદ કરી રહ્યો છે. જે વખત દુનીયાના મનુષ્યોને અંધાધુંધીવાળો લાગે છે તે વખત સિદ્ધસંઘની દૃષ્ટીએ કોઇ મહાન્ ફેરફાર સૂચક હોય છે અને તે વખતનો લાભ લઇ તે સંઘના કોઇ મહાપુરૂષ જગતમાં પધારવાની તૈયારી કરતા હોય છે.

જગતની અંધાધુંધીના સમયમાં જુદા જુદા જીવોનાં, કોમોનાં, પ્રજાઓનાં જુદાંજુદાં કર્મોનો હિસાબ થઇ રહ્યો હોય છે. વળી અંદરનો કચરો ઉપર આવતો હોય છે કે જેથી પ્રગટ થનાર મહાપુરૂષ તેનો જલદીથી નાશ કરી શકે.

અત્યારની પરિસ્થિતિ બતાવી આપે છે કે જગતમાં કોઇ મહાપુરૂષ થોડાં વર્ષોમાં પ્રગટ થશે. હાલના જેવી ભયંકર પરિસ્થિતિ દુનીયામાં ઉત્પન્ન થશે એમ ડો. બેસન્ટ ઇ. સ. ૧૯૦૮-૦૯ થી કહેતાં આવ્યાં છે. ( જુઓ The Changing World; Immediate Future;

Opening of a New Cycle. ) જગતમાં કોઇ મહાપુરૂષ પ્રગટ થશે એવી માન્યતા ધરાવનારૂં અને તેમના આગમન માટે યથાશક્તિ તૈયારી કરનારૂ મંડળ તેમણે ૧૯૧૧ માં સ્થાપેલું છે અને તે મંડળ The Order of the Star in the East ના નામે પ્રસિદ્ધ છે. ગુજરાત કાઠીયાવાડમાં તેને તારકસંઘ કહે છે. જ્યારે તેમણે આ સંસ્થા સ્થાપી ત્યારે ઘણા લોકો હસતા હતા. ઘણા લોકો કહેતા હતા કે ' અત્યારે જગતમાં મહાપુરૂષની શું જરૂર છે ? દુનીયાનો વેપાર ચાલે છે, રાજ્યતંત્રો ચાલી રહ્યાં છે, સ્ટીમરો, રેલ્વેઓ, તારો, કારખાનાંઓ પોતપોતાનું કામ કરી રહ્યાં છે, લોકો ખાઇપીને મજા કરી રહ્યા છે. ' પણ થોડા વર્ષમાં સ્થિતિ બદલાઇ.

પહેલાં તો ટર્ક અને ઇટાલી વચ્ચે ચકમક ઝરી અને શમી ગઇ. પછી ૧૯૧૪ માં યુરોપના મધ્ય ભાગમાં અંગારો મૂકાયો. થોડી વખતમાં તો દાવાનળ સળગ્યો અને જે લોકો એમ કહેતા હતા કે દુનીયામાં જે કંઇ છે તે ઠીક છે તેઓની આંખ ઉઘડી અને દુનીયામાં ઘણા ફેરફારોની જરૂર છે એમ તેઓને જણાવા માંડયું. લડાઇ ચાર વર્ષ અને લગભગ સાડા ત્રણ માસ ચાલી. એટલામાં તો દુનિયાની દરેક પ્રજામાં જાગ્રતિ આવી ગઇ; દરેક કોમ પણ પોતાની આસપાસ જોવા લાગી. હર કોઇ પોતાની શક્તિનો ચમત્કાર બતાવવા માટે બહાર પડયું. અત્યારે રાજકીય પ્રશ્નો એટલા તો ગુચવાયલા છે કે તે કેમ ઉકેલવા તે કોઇ પણ રાજ્યદ્વારી પુરૂષ હીમ્મતથી કહી શકતો નથી. સામાજીક પ્રશ્નો, ધાર્મિક પ્રશ્નો અને શિક્ષક વિષયક પ્રશ્નો પણ એવા ભયંકર બન્યા છે કે તે ઉકેલ્યા વિના ચાલે તેમ નથી. છતાં તે કેમ ઉકેલવા તે કોઇ કહી શકતું નથી. અને કહે છે તે પોતે કંઇ કરી શકતા નથી. અત્યારે દરેક સમજુ સ્ત્રીપુરૂષ પ્રભુની પ્રાર્થના કરે છે કે 'હે દીનદયાળ અમને આ સ્થિતિમાંથી બચાવ.' આવી પ્રાર્થન એ કોઇ મહાપુરૂષના આગમનની

આકકર્ત્રી માન્યતા છે. ભલે લોકો **તારકસંઘની** માન્યતા માટે હસે પરંતુ જ્યારે તેઓ આધુનિક પરિસ્થિતિ બહુ કઠીન છે અને તે બદલાવવાની જરૂર છે એમ માને છે અને તે જલદી બદલે તો સારૂં એમ ઇચ્છે છે ત્યારે તેઓ અજાણપણે તારકસંઘનેજ ટેકો આપે છે. કારણ કે કોઇપણ સુધારણા સુધારક પુરૂષના વિના એકાએક થઇ નથી, અને થવાની પણ નથી. માટે સુધારણાની ઇચ્છા એજ સુધારકના આગમનની માન્યતા છે. ૧૯૦૮-૦૯ માં જ્યારે ડો. બેસન્ટે મહાપુરૂષના આગમનનો વિચાર જગત્‌માં રજુ કર્યો ત્યારે તો જગતના લોકો તે વિચાર સાંભળવા પણ તૈયાર ન હોતાં, છતાં તેમણે તો પોતાની ચળવળ ચાલુજ રાખી અને ત્રણ વર્ષમાં એક સંસ્થા સ્થાપી. ૧૯૧૪ માં લડાઇ થતાં લોકોની આંખો ઉઘડી અને ૧૯૧૮ પછી તો કોઇપણ મહાનવ્યક્તિની જગતને જરૂર છે એમ સમજાઇ ગયું. કદાચ હવે થોડા સમયમાં એમપણ સમજાશે કે જગત્‌ની સુધારણા લશ્કરી બળથી, રાજ્યનીતિનાં તહનામાથી કે કાયદાઓ ઘડવાથી થવાની નથી પણ માનવજાતિના હૃદયમાં પ્રેમ તત્ત્વ પ્રગટ કરવાનો પ્રયત્ન થશે ત્યારેજ થવાની છે. પછી થોડા વર્ષમાં એમ પણ જણાશે કે પ્રેમ દૃષ્ટિએ જગતના પ્રશ્નોનો ફડચો કરવા માટે કોઇ મહાન્ પ્રેમીની જરૂર છે; ત્યારે **सुहृत् सर्वभूतानाम्**– વિશ્વના મિત્ર એવા સિદ્ધસંઘના એક મહાત્મા જરૂર જગત્‌માં પ્રગટ થશે. મહાપુરૂષના આગમનની માન્યતા શરૂ થયે આજે આશરે ચૌદેક વર્ષ થઇ ગયાં છે અને છેલ્લાં ત્રણેક વર્ષથી તો દુનીયાનો મોટો ભાગ અજાણપણે તે પ્રસંગ જલદી આવવા માટે પ્રાર્થના કરી રહ્યો છે. પરંતુ હજી તેમના આગમન માટે જોઇએ તેવી તૈયારી થઇ નથી. સર્વ પ્રકારની સુધારણા માટે માનવજાતિમાં અરસપરસ પ્રેમની જરૂર છે એમ હજી સમજાયું નથી. કોઇ મહાપ્રેમી આવશે ત્યારેજ ખરી સુધારણા થશે. એ વાત પણ સમજાઇ નથી. આ બે બાબતો પ્રભુ કૃપા તો

પાંચ સાત વર્ષમાં સમજાઇ જશે અને એક મહાન પ્રતાપી મહાપુરૂષ કદાચ પોતાના થોડા સિદ્ધબંધુઓ સાથે આપણી વચ્ચે પધારશે.

આવા મહાપુરૂષ જગતમાં પધારીને કેવો સંદેશ આપશે તેની આપણે થોડી કલ્પના કરી શકીએ છીએ. જે જુની સંસ્કૃતિ વ્યકિતવાદ Individualism અને સ્પર્ધાવાદ Compitition ના ઉપર રચાઇ હતી, તેની સ્મશાનભૂમિ ઉપર જે નવી સંસ્કૃતિ રચાશે તે સમષ્ટિવાદ Universalism—અને સહકારવાદ—Co-operation ના સિદ્ધાન્ત ઉપર ઘડવામાં આવશે. માટે આગામી મહાપુરૂષનો સંદેશ પણ આજ સિદ્ધાન્ત પર અપાશે. તેઓ જગતના સઘળા ધર્મોનું રહસ્ય બતાવશે અને સઘળા ધર્મોના રહસ્યવાળો કોઇ નવા પ્રકારનો ધર્મબોધ આપશે. એ ધર્મબોધ કોઇપણ ધર્મને તોડનારો નહિ હોય પણ દરેક ધર્મ પ્રત્યે માનભાવના ઉત્પન્ન કરનારો હશે. તેમના ધર્મબોધમાં આખા વિશ્વના પિતા અને આખી માનવજાતિના એકજ પરમાત્માની વાત હશે. આથી ધર્મને નામે થતી લડાઇઓનો અન્ત આવશે અને ધાર્મિક ભ્રાતૃભાવ જગતમાં શરૂ થશે. તે મહાપુરૂષ આપણને બતાવી આપશે કે પરમ કૃપાળુ પરમાત્મા કોઇપણ જીવને ત્રાસ દેવાથી કે ધર્મને નામે કોઇપણ જીવનો ભોગ દેવાથી પ્રસન્ન થતા નથી પણ સર્વ કોઇ જીવને યથાશક્તિ પ્રેમપુર્વક સહાય કરવાથી પ્રસન્ન થાય છે. તેઓ આપણને સમજાવશે કે પ્રભુ સૌ ભૂતપ્રાણીના હૃદયમાં છે. દરેક દેહ તે પ્રભુનું મંદીર છે, માટે પોતાનું શરીર વિશુદ્ધ રાખવું અને પોતાનામાં રહેલા પ્રભુનો સાક્ષાત્કાર કરવો અને બીજાઓને પણ તેમ કરવામાં સહાય કરવી એ દરેક ધાર્મિક મનુષ્યનો ધર્મ છે. તેઓ આપણી ખાત્રી કરી આપશે કે જો આપણે આપણા પતિત બંધુઓને સહાય નહિ કરીએ તો આપણા પ્રભુને તે કાય કરવું પડશે માટે જો આપણને પ્રભુ પ્રત્યે ભકિત હોય તો આપણે તેમના કાર્યમાં

સહાયભૂત થવું જોઇએ. પતિત બધુઓની નિંદા કરી, તેઓનો ધિક્કાર કરી પ્રભુના કાર્યમાં વિઘ્ન રૂપ થવું જોઇએ નહિ. વગેરે વગેરે રીતે ધર્મમાં કોઇ નવીન દૃષ્ટિ આપશે.

જગતમાં એક બીજી સ્થિતિ ઉમન થતી જાય છે. આ ભૂમંડળ ઉપર ભૂતકાળમાં ચાર મહા પ્રજાઓ થઇ ગઇ છે. પહેલી બે પ્રજાનુ નામ નીશાન પણ અત્યારે રહ્યું નથી. ત્રીજી પ્રજાનું નામ લેમુરીઅન પ્રજા હતું–તેના વંશજો હજી દુનીયાના જુદા જુદા ભાગમાં નાશ પામતી પ્રજા તરીકે રહેલા છે. ચોથી પ્રજાનું નામ આટલાંટીઅન પ્રજા હતું. ચીન અને જાપાનના લોકો તે આ પ્રજાની બાકી રહેલી સંતતી છે. દરેક મહા પ્રજામાં સાત ઉપપ્રજા થાય છે, અને દરેક મહા પ્રજાની માફક દરેક ઉપપ્રજા પણ જગતને નવીન જાતની સંસ્કૃતિ આપે છે. અત્યારે પાંચમી પ્રજા જગત્માં ચોમેર પ્રસરી રહી છે અને તે પ્રજા તે આર્ય પ્રજા છે. આર્ય પ્રજા આટલાનીઅન પ્રજાની પાંચમી ઉપપ્રજામાંથી ઉમન્ન થયેલી છે. તેણે પોતાનુ મુખ્ય મથક પ્રથમ મધ્ય એશીયામાં રાખ્યું હતું. ત્યાંથી તેની ચાર શાખાઓ જુદે જુદે વખતે અરબસ્તાન, ઇરાન, ગ્રીસ, રોમ અને મધ્ય યુરોપમાં ગઇ અને મૂળ ભાગ મધ્ય એસીયામાંથી હિંદુસ્થાનમાં આવ્યો અને હિંદુ કહેવાયો. આ પ્રમાણે આર્ય મહાપ્રજાની પાંચ ઉપપ્રજાઓ અત્યાર સુધીમાં થઇ ગઇ છે. અને બે ઉપ-પ્રજાઓ થવાની છે. દરેક ઉપપ્રજા વખતે સિદ્ધસંઘના ધર્મ અને શિક્ષણ ખાતાના અધિકારી મહાત્માએ જુદે જુદે નામે જુદો સંદેશ જગતને આપેલો હતો. અત્યારે ઓસ્ટ્રેલીયા તથા ઉત્તર અમેરીકામાં નવી ઉપપ્રજા–છઠ્ઠી ઉપપ્રજા–જન્મી રહી છે. અમેરીકાના એથનોલોજીસ્ટોએ પણ જાહેર કરેલું છે કે ત્યાં નવી જાતના ચહેરાવાળા બાળકો જન્મવા લાગ્યાં છે. એટલે આગામી મહાપુરૂષનો સંદેશ આ નવી ઉપપ્રજાને વધારે આકર્ષક થશે બલકે તે પ્રજા તેને વધારે ઝીલશે, અને તેમના આગમનું આ પણ એક કારણ થશે.

આર્ય પ્રજાની અત્યાર સુધીમાં કઇ કઇ ઉપપ્રજાઓ થઇ ગઇ છે, તેને કયા કયા નામથી સિદ્ધસંઘના ધર્માધિકારી મહાત્માએ સંદેશ આપ્યો હતો અને તે શું હતો તે નીચેના કોઠા ઉપરથી સમજાશે.

# ઉપપ્રજાઓ: તેના મહાપુરૂષો: તેમનો મુખ્ય સંદેશ.

| પ્રજાનું નામ | મહાપુરૂષનું નામ | મુખ્ય શિક્ષણ |
|---|---|---|
| હિંદુ આર્ય | વ્યાસ | ઇશ્વરનું સર્વવ્યાપકત્વ અને સૌ નુ સ્વધર્માચરણ |
| કેલ્ડીઅન | થોથ અથવા હર્મીસ | જ્ઞાન, વિજ્ઞાન અને તંત્ર |
| ઇરાનીઅન | જરથુસ્ત્ર | અશોઇ અને એંગ્રો મેન્યુસ સામે યુદ્ધ |
| કેલ્ટીક | ઑર્ફીઅસ | કળા અને સૌંદર્ય દ્વારા પ્રભુ પૂજન |
| ટ્યુટોનિક | જીસસ ક્રાઇસ્ટ | વ્યક્તિત્વ અને પ્રેમપૂર્વક ત્યાગ |

જેઓ સિદ્ધસંઘના સંબંધમાં વિશેષ જાણેછે તેઓ કહે છે પહેલી ચાર ઉપ પ્રજા વખતે સંઘના ધર્માધિકારીનું પદ ધારણ કરનાર એ મહાત્મા હતા કે જેમણે આશરે અઢી હજાર વર્ષ પહેલાં બુદ્ધની દીક્ષા લીધીઅને તે અધિકાર પોતાની સાથે કાર્ય કરનાર બીજા મહાત્મા કે જેમને હિંદુધર્મનાં મૈત્રેય ઋષિના નામથી ઓળખવામાં આવે છે અને જેમને માટે ભાગવત પુરાણુમાં થોડો ઉલ્લેખ કરેલો છે તેમને સોપ્યો. પાંચમી ઉપપ્રજાને સંદેશો આપનાર આ નવા અધિકારી હતા. તેમણે તે સંદેશ આપતી

વખતે મહાપુરૂષ જીસસના આયુષ્યના છેલ્લા ત્રણ વર્ષ સુધી તેમના (જીસસના) શરીરનો ઉપયોગ કર્યો હતો. અત્યારે પણ તેજ મહાપુરૂષ ધર્માધિકારી છે અને આગામી મહાપુરૂષ પણ તેઓજ છે.

આગામી મહાપુરૂષ ધર્મનો ભ્રાતૃભાવ શિખવતાં પ્રજાનો ભ્રાતૃભાવ શિખવશે. તેઓ કર્મ અને પુનર્જન્મનો નિયમ જગતને સમજાવશે અને તે નિયમના ઉપર આન્તરપ્રજાકીય ભ્રાતૃભાવ અને સામાજિક સુધારણા આરંભશે. તેમના શિક્ષણથી ભવિષ્યની લડાઇઓ બંધ થશે. પ્રજાઓનો સંઘ મજબૂત થશે અને પ્રજાઓ ઉપરથી લશ્કરી બોજો લગભગ સંદતર નીકળી જશે. શિક્ષણ શાસ્ત્રમાં પણ કોઇ નવીન રીતિ તેઓ બતાવશે. બાળકો જીવાત્મા છે, તેઓ પણ પોતાના ગત સંસ્કારો સાથે લાવે છે અને શિક્ષણ નોકરી માટે નહિ પણ મનુષ્યનાં સઘળાં તત્ત્વો ખીલવવા માટે હોવું જોઇએ એમ સમજાવશે, અને શારીરિક શિક્ષા કર્યા સિવાય અને વખતો વખત ગુસ્સે થઇ કુમળાં બાળકને કરમાવી નાંખ્યા સિવાય શિક્ષણ કઇ રીતે આપવું તે આપણને બતાવશે. તેઓ માત્ર અંહિ જણાવેલી રીતેજ ધાર્મિક, રાજકીય, સામાજિક અને શિક્ષણ વિષયક પ્રશ્નોના ફડચા કરશે અને બીજી રીતે નહિ એવું કોઇએ માનવાનું નથી. અહિંયા તેમનાં કાર્યની જે રૂપરેખા બતાવી છે તે કાળની નીશાનીઓ પરથી કલ્પેલી છે. તે મહાપુરૂષ તો જ્ઞાન, પ્રેમ અને દયાની મૂર્તિરૂપ હશે તેઓ આપણને હજારો રીતે સહાય કરશે અને અત્યારસુધી નહિ કલ્પેલા અનેક માર્ગો પણ બતાવશે. જ્યારે જગતને કોઇ નવીન સુધારણાની જરૂર હોય છે ત્યારેજ મહાપુરૂષ જગતમા પધારે છે અને કેટલીક નવીન રીતિઓ અને નવીન દૃષ્ટિબિંદુઓ તેઓ આપી જાય છે.

કાળની નીશાનીઓ પણ કંઇ ગુપ્ત નથી. સર્વ ધર્મને માન આપનારી અને સર્વ ધર્મમાં જે કાંઇ ગ્રહણ કરવા જેવું સત્ય હોય તે ગ્રહણ

કરનારી અને કોમ, ધર્મ, જાતિ, વર્ણ અને રંગનો ભેદ રાખ્યા સિવાય આખી માનવ જાતિના ભ્રાતૃભાવનું શિક્ષણ આપતી થીઓસોફીકલ સોસાયટી જગતમાં આન્તરધાર્મિક અને આન્તરરાષ્ટ્રીય ભ્રાતૃભાવનો પ્રચાર કરી રહી છે. જગતના ધર્મોપણ પહેલાના કરતાં એક બીજા પ્રત્યે થોડી ઘણી સહનશીલતા બતાવવાનું શિખી રહ્યા છે. રાજકીય ક્ષેત્રમાં પણ પ્રજા સંઘનો જન્મ થયો છે. અત્યારે તે બાલક છે, અશક્ત છે. પણ ભવિષ્યમાં તે અનેક સુધારાઓ કરવા શક્તિવાન થશે એમ દીર્ઘદૃષ્ટિવાળા પુરૂષો કહે છે. સમાજસુધારા માટે પણ જુદા જુદા સંઘો અને મંડળો ઉત્પન્ન થવા માંડયા છે. આ મંડળો અત્યારે તો મોટે ભાગે આદર્શજ રાખી રહ્યા છે. જગતની રાજકીય વ્યવસ્થા શરૂ થયા બાદ કદાચ સામાજીક વંટોળીયો શરૂ થશે. ત્યાર બાદ અત્યારનાં સમાજસુધારાની ભાવનાવાળા મંડળો સારૂં કાર્ય કરી શકશે. શિક્ષણ શાસ્ત્રમાં પણ અવનવા પ્રયોગો છૂટાછવાયા થઇ રહ્યા છે. વિજ્ઞાનશાસ્ત્ર પણ ધીમે ધીમે ધર્મ તરફ ઢળતું જાય છે. આ સઘળા નવીન આદર્શો અને નવીન ભાવનાઓએ નવા જમાનાની નીશાનીઓ છે. જુની સંસ્કૃતિ તુટતાં આ નવી ભાવનાવાળા મંડળો દ્વારા નવી સંસ્કૃતિ રચાશે. નવી સંસ્કૃતિ રચનાર ભાવી **વિશ્વ કર્મા** માટે જગતમાં જુદે જુદે સ્થળે જુદી જુદી સામગ્રીઓ તૈયાર થઇ રહી છે. કાળની આવી નીશાનીઓ સમજનાર મનુષ્ય કોઇ પણ બળવાની પ્રવૃત્તિને ટેકો આપતો નથી. કારણ કે બળવાના નાયકો પાસે રચનાત્મક કાર્યક્રમ મોટે ભાગે હોતોજ નથી. તેઓ જેને રચનાત્માક કાર્યક્રમ કહેતા હોય છે તે માત્ર કલ્પનારૂપ અગર તો જુના જમાનાની સંસ્કૃતિનો હોય છે, નવા જમાનાની સંસ્કૃતિનો નહિ. ઇશ્વરી યોજનામાં વિકાસક્રમ છે, બળવો નથી. અને તે યોજના સમજનાર હંમેશાં વિકાસક્રમને ટેકો આપે છે, બળવાને નહિ.

જગતમાં કોઇ મહાપુરૂષ પ્રગટ થશે એવી માન્યતા દુનીયાના ઘણા

ધર્મમાં છે. હિંદુભાઇઓ **કલ્કિ** અવતારમાં માને છે. પારસીભાઇઓ **સોશીઓસ**ના આવવાની વાત કરે છે. મુસલમાનભાઇઓ હજરત **ઈમાઝ મેહદી**ના આવવાની વાટ જુવે છે. બૌધભાઇઓ **મૈત્તેય બુદ્ધ** પધારનાર છે એમ કહે છે. ખ્રીસ્તીભાઇઓ **ક્રાઇસ્ટ**ના પુનરાગમનમાં માને છે, જૈન ભાઇઓ **યુગપ્રધાન**મા માને છે. આ મહાપુરૂષો ક્યારે જગત્‌માં પધારશે અને પધારીને શુ કરશે તે દરેક ધર્મમાં પોતપોતાની રીતે બતાવવામાં આવ્યું છે. મુખ્ય મુદ્દો એજ છે કે જગત્‌ના ધર્મોમાં પણ આવી માન્યતા છે.

જે લોકો જગત્‌ની આધુનિક પરિસ્થિતિ પરથી કોઇ મહાપુરૂષ જગત્‌માં પ્રગટ થશે એમ માનતા હોય, તેઓએ તે માન્યતા પ્રમાણે જીવન ગુજારવા પ્રયત્ન કરવો જોઇએ. જે માન્યતા જીવનમાં ઉતરતી નથી તે ખરી માન્યતા નથી. તેમ જે માન્યતા જ્ઞાન ઉપર બંધાયેલી નથી તે વધારે વખત ટકી શકતી નથી. આગમનમાં માનનાર લોકોને નીચેની બાબતો ખાસ લક્ષમાં રાખવાની જરૂર છેઃ-

( ૧ ) કોઇપણ ધર્મ પ્રત્યેનો ધિક્કાર જો પોતાના દીલમાં હોય તો તે દૂર કરવો જોઇએ. કારણ કે સઘળા ધર્મોનું મૂળ એકજ છે અને સઘળા જીવોને તેમના વિકાસમાં સહાય કરવાનું ધ્યેય પણ એકજ છે.

( ૨ ) કોઇપણ પ્રજા કે કોમ માટેનો ધિક્કાર પોતાના હૃદયમાંથી કાઢી નાંખવો જોઇએ. કારણ કે પ્રભુની દૃષ્ટિએ તો આખી માનવજાતિ એક કુટુંબરૂપ છે, અને મહાપુરૂષ પધારશે તે આખી માનવજાતિ માટે પધારશે કોઇ અમુક પ્રજા, કોમ કે સંસ્થા માટે પધારશે નહિ.

( ૩ ) જેટલાને આપણે સમજી શકીએ તેટલાનેજ આપણે પ્રસંગ આવે સહાય કરી શકીએ. જો આપણે ઘણાને સહાયભૂત થવા ઇચ્છતા હોઇએ તો આપણે ઘણાને સમજવા પ્રયત્ન કરવો જોઇએ. મહાપુરૂષ પધારે ત્યારે તેમના કાર્યમાં સહાય ભૂત થવા ઇચ્છનારે ઘણાં લોકોને સમજતાં શીખવું જોઇએ.

(૪) મહાપુરૂષ, જ્યારે જગત તૈયાર થશે ત્યારે આવશે માટે તેમના આગમનમાં માનનારે પોતે તૈયાર થવા અને બની શકે તેવી રીતે બીજાને તૈયાર કરવા માટે અત્યારથીજ પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ.

(૫) રાજકીય, સામાજિક. ધાર્મિક અને શિક્ષણ વિષયક પ્રવૃત્તિઓમાં મહાપુરૂષ જગતમાં પધારીને કદાચ અમુક રીતની સુધારણા કરશે એમ જેઓ માનતા હોય તેઓએ તેવી સુધારણા પોતના જીવનમ અને ઘરમાં શરૂ કરી દેવી જોઇએ.

(૬) પરમસત્ય, પરમપ્રેમ, પરમસ્વાર્થત્યાગ દરેક મહાપુરૂષમાં હોયજ. તેમના કાર્યમાં તેજ મનુષ્ય સહકાર કરી શકે કે જે ઉપરના ગુણોને હમેશાં ખીલવી રહ્યા હોય.

(૭) મહાપુરૂષ નવા જમાનાને સાથે લાવે છે. એટલે તેમનું આગમન માત્ર અમુક શરીરમાં કે અમુક દેશમાંજ થાય છે એમ નથી પણ નવા જમાનાની નવીન ભાવનાને ઝીલી શકે તેવા દરેક હૃદયમાં પણ થાય છે જગત્ માટે મહાપુરૂષને આવવાનો વખત હજી કદાચ નથી થયો. પરંતુ જે મનુષ્ય નવી સુધારણાની દિશા જોઇ શક્યો છે અને તે પ્રમાણે પોતાનું જીવન ઘડી રહ્યા છે તેના હૃદયમાં તો તેમનો પ્રકાશ પ્રગટી રહ્યા છે. એ પ્રકાશના તેજમાં અંજાઇ જઇ કોઇ ખોટે માર્ગે ન ચઢી જવાય તે માટે પણ સાવધાન રહેવાની જરૂર છે.

સંઘની જાહેર કરેલી માન્યતાના સંબંધમાં નીચેના પ્રશ્નો પોતાને પૂછવા અને તેનો પોતાની મેળેજ જવાબ આપવા તારક સંઘના સભ્યોને વિનતિ છે.

(૧) એક મહાગુરૂ જગતમાં જલદી પધારશે એમ માનવાનાં કારણ શું છે ?

(૨) તેઓશ્રી પધારે ત્યારે તેમને ઓળખી કાઢવા માટે લાયક થવા માટે અમારે કેવું જીવન ગાળવું જોઇએ ?

(૩) અમે હમેશાં તેમને અમારા ધ્યાનમાં રાખીએ છીએ કે ?

(૪) અમે અમારૂં દરેક કાર્ય તેઓશ્રીને નામે કરીએ છીએ કે ?

(૫) અમે અમારૂં દરેક કાર્ય બની શકે તેટલું સારૂં કરીએ છીએ કે ?

( ૬ ) તેઓશ્રીના આગમનની તૈયારી કરવામાં સહાયભૂત થાય તેવું અમે હમેશાં શું કરીએ છીએ ?

( ૭ ) ભક્તિ, દ્દઢતા અને નમ્રતાને અમે તારકસંઘમાં દાખલ થયા પછી કેટલી ખીલવી છે અને તે સદ્દગુણોને દીનપ્રતિદિન ખીલવવા માટે અમે શું કરીએ છીએ ?

( ૮ ) આખા દિવસનો કાર્યક્રમ અમે સવારના તેમની સમક્ષ રજુ કરી તે કાર્યક્રમ માટે તેઓશ્રીનો આશીર્વાદ માગીએ છીએ કે ?

( ૯ ) આખા દિવસમાં કરેલા કાર્યનો હિસાબ પાછો સાંજના તેમની સમક્ષ રજુ કરી તે કાર્યપર તેમનો આશીર્વાદ ઉતારવાની પ્રાર્થના અમે કરીએ છીએ કે ?

( ૧૦ ) જેનાનાં મહત્તા હોય તેનામાં તે ઓળખી કાઢવા તથા તેને માન આપવા માટે અમે શું કરીએ છીએ ?

( ૧૧ ) આધ્યાત્મ જીવનમાં જેઓ અમારા કરતાં આગળ વધેલા છે તેઓની સાથે અમે કઇ જાતનો બનતો સહકાર કરીએ છીએ ?

આ પ્રશ્નોના જવાબ જો નકારમાંજ હોય તો સમજવું કે **તારકસંઘ** ની સભ્યતા હજી સુધી તો માત્ર નામનીજ છે અને તે ખરેખરી કામની બનાવવા માટે એ પ્રશ્નોના જવાબ પોતપોતાના જીવનમાં સુધારણા કરીને આપવાના છે. અત્યારે પુનર્ઘટનાની જેટલી જરૂર જગતના જુદા જુદા ખાતામાં છે તેટલીજ જરૂર દરેક મનુષ્યના જીવનમાં અને તારકસંઘ અને થીઑસૉફીકલ સોસાઇટીના સભ્યના જીવનમાં પણ છે. કહેણી તેવી રહેણી રાખ્યા સિવાય કોઇ પણ સંસ્થાની સભ્યતા નિરૂપયોગી છે.

પુસ્તકના અન્તમાં લેખકની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કેઃ-

**उत्तिष्ठोत्तिष्ठ गोविंद !**
**उत्तिष्ठ गरुडध्वज !**
**उत्तिष्ठ कमलाकान्त !**
**त्रैलोक्यमंगलं कुरु ॥**
**लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥**

# ઑર્ડર ઑફ ધી સ્ટાર ઈન ધી ઇસ્ટ.

## ( તારક સંઘ )

### ના

### સિદ્ધાન્તો.

૧. અમે માનીએ છીએ કે કોઇએક મહાન્ ગુરૂ થોડા વખતમાં જગત્માં પધારશે, અને તેઓ પધારે ત્યારે તેમને ઓળખવાને અમે લાયક થઇએ તેવું જીવન હમણાંથીજ ગાળવાની અમારી ઇચ્છા છે.

૨. તેટલા માટે, અમે તેમને હમેશાં સ્મરણમાં રાખવા અને અમારા હમેશના વ્યવહારમાં જે કાર્ય કરવાનું હશે તે તેમને નામે કરવા અને તેથી અમારાથી જેટલું સારૂં થઇ શકે તેટલું સારૂં કરવા પ્રયત્ન કરીશું.

૩. અમારાં હમેશનાં કાર્યકર્મમાં આડે ન આવે તેવી રીતે, દિવસનો અમુક ભાગ, તેમના આગમની તૈયારી કરવામાં સહાયભૂત થાય તેવું કોઇ ચોકસ કાર્ય કરવામાં હમેશાં રોકીશું.

૪. **ભક્તિ, દૃઢતા** અને **નમ્રતાને** અમે અમારા નિત્યજીવનના મુખ્ય સદ્ગુણો બનાવીશું.

૫. તેમના નામે અને તેમને અર્થે જે કંઇ કાર્ય કરવા અમે પ્રયત્ન કરીએ તેમાં તેમના આશીર્વાદ ઉતારવા માટે સવારસાંજ થોડો વખત તેમનું ધ્યાન અગર તેમની પ્રાર્થના કરવા પ્રયત્ન કરીશું

૬. જે કોઇમાં મહત્તા હોય તેનામાં તે મહત્તાને પિછાણવા અને તેને માન આપવા અને જેઓ આધ્યાત્મિક વિષયમાં અમારાથી આગળ વધેલા હોય તેઓની સાથે બની શકે તેટલો સહકાર કરવા પ્રયત્ન કરવો એને અમે અમારો ખાસ ધર્મ સમજીશું.

આ સંસ્થાના સભ્ય થવા માટે કશી ફી રાખવામાં આવી નથી. વિશેષ માહીતી જોઇતી હોય તેમણે નીચેને શીરનામે લખવું.

**રા. મગનલાલ ત્રિભોવનદાસ વ્યાસ.** બી. એ. બી. ટી.

મંત્રી, **તારકસંઘ.**

**શુકલતીર્થ,** જીલ્લે ભરૂચ.

# થીઑસૉફીકલ કુસુમમાળા.

લેખક

## હરજીવન કાલીદાસ મહેતા.

| કુસુમ. | નામ. | કીમ્મત. |
| --- | --- | --- |
| ૧ | મહાત્મા અથવા જીવનમુક્ત (થોડી નકલો બ્લેવેટસ્કી લૉજમાં છે.) | ૦—૧—૦ |
| ૨ | મનુષ્યમાંથી મહાત્મા | ૦—૧૦—૦ |
| ૩ | આધુનિક પરિસ્થિતિ અને નજદીકનું ભવિષ્ય | ૦—૨—૦ |
| ૪ | શિષ્યજીવન વા નિત્યજીવન. | ભવિષ્યમાં પ્રગટ થશે. |
| ૫ | કર્મ: વ્યક્તિગત, રાષ્ટ્રીય અને આન્તર રાષ્ટ્રીય. | |
| ૬ | પુનર્જન્મ: કોનો ? કેમ શામાટે ? | |
| ૭ | અષ્ટાંગ યોગ. | |

આ પુસ્તકો નીચેને સ્થળેથી મળશે:—

મેનેજર થીઑસૉફીકલ કુસુમમાળા.

રૂમ ન. ૧૯૯, મોરારજી ગોકુલદાસ માર્કેટ ચોલ,

કાલબાદેવી, મુંબઇ ૨.

બ્લેવેટસ્કી લૉજ, થીઑસૉફીકલ સોસાયટી,

૭૨, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

થીઑસૉફીકલ સોસાઇટી, ભદ્ર, અમદાબાદ.

થીઑસૉફીકલ સોસાઇટી, ભાવનગર.

# થીઑસૉફીકલ સોસાઈટી.

આ સંસ્થા ઈ. સ. ૧૮૭૫ના નવેંબર માસની તા. ૧૭ મીએ અમેરીકા ખંડના ન્યુયોર્ક શહેરમાં સ્થાપવામાં આવી છે અને ૧૯૦૫ ના એપ્રીલની તા. ૩ જીએ મદ્રાસમાં રજીસ્ટર્ડ કરવામાં આવી છે. આ સત્યશોધકોનું એક મંડળ છે. આ સોસાઈટીમાં કોઈપણ ધર્મનાં સ્ત્રી પુરુષો દાખલ થઈ શકે છે. દાખલ થનારને પોતાનો ધર્મ છોડવો પડતો નથી તેમ કોઈ નવો ધર્મ સ્વીકારવો પડતો નથી. આ સંસ્થા આ ઉત્તમ રીતે માનવ જાતિની સેવા કરે છે, જડવાદને પ્રસરતો અટકાવે છે અને ધર્મભાવનાને જાગ્રત કરી પોષે છે. તેના ત્રણ જાહેર કરેલા ઉદ્દેશો નીચે મુજબ છેઃ—

પહેલો ઉદ્દેશઃ—કોમ, ધર્મ, જાતિ, વર્ણ અને રંગનો ભેદ રાખ્યા સિવાય મનુષ્ય જાતિના વિશ્વબંધુત્વનું એક કેન્દ્ર સ્થાપવું.

બીજો ઉદ્દેશઃ—સરખામણીની દૃષ્ટિએ ધર્મના અભ્યાસ, તત્ત્વવિદ્યાના અભ્યાસ અને વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસને ઉત્તેજન આપવું.

ત્રીજો ઉદ્દેશઃ—કુદરતના નહિ સમજાયેલા નિયમોની શોધ કરવી અને મનુષ્યમાં ગુપ્ત રહેલી અધ્યાત્મશક્તિઓને ખીલવવી.

આ સંસ્થાના મુખ્ય સ્થાપકો મેડમ બ્લૅવેટસ્કી અને કર્નલ ઑલ્કોટ હતા. આ સોસાઈટીના પ્રમુખ ડૉ. એની બેસન્ટ છે અને ઉપપ્રમુખ શ્રીયુત સી. જીનરાજદાસ એમ. એ. (કેમ્બ્રીજ) છે. આ સંસ્થાની શાખાઓ અને મથકો દુનીઆના જુદા જુદા દેશોમાં છે અને તેનું મુખ્ય મથક અડ્યાર—મદ્રાસ—માં છે. હિંદવિભાગનું મથક કાશીમાં છે.

આ સંબંધમાં વધારે માહીતી મેળવવા ઇચ્છનારે જનરલ સેક્રેટરી થીઑસૉફીકલ સોસાઈટી, બનારસ સીટીને અથવા તો આ પુસ્તકના લેખકને મોરારજી ગોકુળદાસ માર્કેટ ચાલ, કાલબાદેવી, મુંબઈને શીરનામે લખવું.

---

PRINTED AND PUBLISHED AT THE "BHARATA-SEVA" PRINTING
PRESS, 59, DHASWADI, DHOBI TALAO, BOMBAY,
BY HARJIVAN KALIDAS MEHTA.